પ્રાકૃત કુમારપાળચરિતમાં (સર્ગ ૬) સોલંકીરાજના દિગ્વિજયની નામાવલિ છે કે સિંધનો રાજા એની આજ્ઞા માથે ચઢાવતો, યવન દેશના રાજાએ કુમારપાળની આરાધના કરી, ઉર્વેશ્વર એનો મિત્ર થયો, વારાણસીનો સ્વામી વશ થયો, મગધ અને ગૌડ દેશના રાજાએ એના દરબારમાં ભેટ મોકલી, કાન્યકુબ્જની સેનાનો એણે પરાભવ કર્યો. દશાર્ણ ભદ્ર દેશનો રાજા એના ભયથી મરી ગયો અને શહેર લૂંટી લીધું, ચેદીનગરના રાજાનો ગર્વ ઉતાર્યો, મથુરાના રાજાએ કુમારપાળની માફી માગી અને જાંગલપતિ નમ્ર બન્યો અને પ્રાર્થના કરી. આથી ફળે છે કે સિદ્ધરાજ જયસિંહ કરતાં પણ એના રાજ્યનો વિસ્તાર વિશેષ હતો.

હેમચંદ્ર સૂરિ, એમનો જન્મ વિ. સં. ૧૧૪૫ માં થયેલો. કુમારપાળે પાડોશી રાજ્યો ઉપર વિજય મેળવી પાટણ આવ્યા પછી સૂરિને પાટણ બોલાવ્યા. સિદ્ધરાજનાં ક્રોધે કુમારપાળ પાટણ છોડી દેશવટે નીકળ્યો અને ખંભાત પહોંચ્યો ત્યારે ઉદા મંત્રીએ અને હેમચંદ્રે આશરો આપેલો. આ પ્રસંગને લઈને કુમારપાળ, સૂરિનો ઋણી હતો અને અંતકાળ સુધી હેમચંદ્રના સમાગમમાં રહી દેશ અને ધર્મનું ગૌરવ અને કીર્તિ અખંડિત રાખી. હેમચંદ્ર તપ, ત્યાગ અને બ્રહ્મચર્યનો અવતાર હતા. અને સમસ્ત આર્યાવર્તની જૈન વિદ્વત્તાના એ કુળદીપક હતા. હેમચંદ્ર સૂરિ વિ. સં. ૧૨૨૯ માં અને કુમારપાળ વિ. સં. ૧૨૩૦ માં મરણ પામ્યા.

ઓઝા સ્મારકગ્રંથમાં મહારાજા કુમારપાળ ચૌલુક્ય વિશેનો લેખ મુનિ હિમાંશુવિજય ન્યાયકાવ્યતીર્થે વિદ્વત્તાભર્યો લખ્યો છે.

કુમારપાળના સમયના શિલાલેખ વિ. સં. ૧૨૦૨ સોઢડીવાળનો લેખ, વિ. સં. ૧૨૦૭ ચિત્તોડગઢનો લેખ, વડનગર પ્રશસ્તિ વિ. સં. ૧૨૦૮, વિ. સં. ૧૨૦૯ મારવાડમાં બાડમેરા પાસે કેરાડુનો, વિ. સં. ૧૨૧૫ નો ગિરનાર લેખ, ઉદયપુરના ત્રણ લેખ, ભૂતનાથમંદિરનો લેખ, વલભી સં. ૮૫૦ વિં. સં. ૧૨૨૫. ભદ્રકાળીના મંદિરનો લેખ, વિ. સં. ૮૫૦ એમ બધા મળી દશ લેખ મળ્યા છે.

હેમચંદ્ર સૂરિની પ્રેરણાથી કુમારપાળે વીરતા ત્યાગી અહિંસાત્મક નિર્બલતા સ્વીકારી, સોલંકી મૂલરાજનું સ્વપ્નું અને સિદ્ધરાજ જયસિંહનું સામ્રાજ્ય કુમારપાળના મરણથી અસ્ત થવા માંડ્યું. બીજા ભીમદેવે કંઇક ટકાવ્યું પણ મુસલમાન અને આરબોના આક્રમણોથી ગુજરાતનું ગૌરવ ખંડિત થવા માંડ્યું. વાઘેલાના શાસનકાળમાં ભ્રાતૃજોડી વસ્તુપાલ–તેજપાલે હોલવાતી વીરજ્વાલાને પ્રજ્વલિત રાખી, કર્ણદેવ વાઘેલાના રાજ્યકાળે હિંદુ અસ્મિતા બૂઝાઇ ગઇ.

વિક્રમની દશમી અને અગીયારમી સદી સુધી આનર્ત, સૌરાષ્ટ્ર અને લાટ ગુજરાતના વ્યક્તિત્વ પ્રદેશ ગણતા તે સોલંકી જયસિંહદેવ કે કુમારપાળના શાસનકાળમાં અનંતકાળ માટે લોપ થયા અને ગુજરાત એ દેશવાચક શબ્દ સદાને માટે સ્પષ્ટ વ્યક્તિત્વ પામ્યો. આ સમયથી ગુજરાતની પ્રજા, સંસ્કૃતિ, ભાષા અને આત્મા ઇતિહાસને પાને સનાતન થયાં.



# સુધારજો

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨ | ૧ | દશક | દર્શક |
| ૨૩ | ૧૭ | ૧૩ અભિમા | ૧૩ અભિતમા |
| ૨૬ | ૨૨ | નાયકિ | નાયિકા |
| ૩૦ | ૫ | માયા | માય |
| ૩૨ | ૧૪ | પ્રીવિણ | પ્રવીણ |
| ૪૧ | ૨૪ | અવતું | આવતું |
| ૫૬ | ૧૦ | મે | મેં |
| ૭૩ | ૧૫ | વેદતણી | વેદતણા |
| ૭૫ | ૧૩ | ગ્રંથાવલી | ગદ્યાવલિ |
| ૯૦ | ૧૩ | ઋતુધ્વજ | ઋતધ્વજ |
| ૯૬ | ૨૬ | મિથિકલ | મિથિકલ |
| ૧૬૨ | ૪ | ૯૭ અમલ પગભર | ૯૭ પગભર |
| ૧૬૬ | ૧૦ | તેવા | તેના |
| ૧૭૫ | ૩૨ | the most | is the most |

૧ ગોપાળ અને સુંદરી
૨ ગોપાળ અને મહાકુંવર
૩ †ભાણજીનો ભવાડો } વંઠેલ વિરહાનાં
૪ †આમદની ઉત્ક્રાંત } કૂડાં કૃત્યોના
૫ †મધુર અને મધુરી } અનુસંધાનમાં
૬ રોઝી યોગિની
૭ માધવી પંડિતાની આત્મકથા
૮ ‡રસપ્રકાશ }
૯ ‡અલંકાર પ્રકાશ } કાવ્યશાસ્ત્ર
૧૦ ‡શ્રાવ્યકાવ્ય }
૧૧–૨૧ §યુરોપિયનોનો પૂર્વપ્રદેશ આદિ સાથે વ્યાપાર–૧૧ ભાગ

યુરોપિયનોનો પૂર્વપ્રદેશ વ્યાપાર–બ્રિટીશ સામ્રાજ્ય
૨૨ §હિંદ સામ્રાજ્યનો વ્યા' પ્રાચીન મધ્યકાલીન ઇતિહાસ સહિત
૨૩ ‖કચ્છ દેશનો ઇતિહાસ ગુપ્ત, ગુર્જર, વલ્લભી સંબંધ બતાવ્યો છે.
૨૪ ‖રાસમાળા પૂરણિકા– છપાવે છે.

સૂચના: * આવાં ચિ નવી આવૃત્તિ છપાવાની છે.



